॥ શ્રી ॥

# અંબીકા
# જ્ઞાનોદય, રમુજી ગ્રંથ.

બનાવનાર

પુરસોતમ છોટાલાલ કૉન્ટ્રાકટર.

અમદાવાદ

શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ રીચીરોડ.

અમદાવાદ.

પ્રત ૧૦૦૦ સંવત ૧૯૬૨ સને ૧૯૦૫

કીમત ૦-૧-૦

# વિનંતી પત્ર.

સરવે સોખીલા સજ્જનોને તથા દેવીભકતોને તથા યુવાવસ્થાના મીત્રોને વીનંતી કરવામાં આવે છે કે, કેટલાક મુર્ખ લોક પોતાના સ્વધર્મનો ત્યાગ કરી અવળા રસ્તે દોરાવા લાગ્યા અને અભીમાનથી પોતાના બાપદાદાનો કમાવેલો પૈસો નીચ કામમાં વાપરવા લાગ્યા, ને અંતરમાં અભીમાન લાવી કહેવા લાગ્યા કે અમોતો દેવીના ભક્તજ છીએ। માટે દેવીનો પ્યાલો શામાટે ના પીએ, પણ મુઢ મતીના એમ નથી જાણુતા જે આરાસુરી અંબીકા સદાકાળ પોતાના ભકતોને સહાય કરે છે ને મોક્ષ ગતી પણ આપે છે અને આપણાથી તો તેમાંનું તલપુર પણ બનતુંજ નથી, માટે અવળા રસ્તે પૈસા ના બગાડતાં પોતાનો સ્વધર્મ સાચવો એટલીજ મારી વીનંતી છે, મહેરબાનો હું કાંઇ કવી નથી પણ મેં મારી અલ્પ બુધ્ધીથી આ રમુજી ગ્રંથ બહાર પાડયો છે તે વાંચી ભુલ ચુક માફ કરશોજી. એજ વીનંતી.

લી. પ્રગટકર્તા.

અમદાવાદ.

॥ શ્રી ગણેશાએ નમઃ ॥

# અંબીકા જ્ઞાનોદય

## રમુજી ગ્રંથ.

૧

ઓ ઈશ્વર, સુખકર, જગધર, દુખહર, થાજે સૌને સાહ્ય;
થઈ સાહ્ય, જગરાય, દુ:ખમાંય કષ્ટ ક્ષણ માંય
હરનારા, જગ્ત કરનારા, પુજું પ્રીતે હું તમને સહાય. ઓ.
નાથ નીરંજય, અતીશય સુંદર, નમન ચમન સજીએઃ
પ્રીતે તુને ભજીએ, સદા હે મોરારી, થયો છું લાચારી. ઓ.

૨

ઓ ઇશ્વર દુ:ખહરતા તારી, ભુલચુક માફ કરજે મારી;
શરણે છું ચક્રાધારી, થાજે સાહ્ય તું મોરારી. ઓ.
વીનતી મારી લ્યો સ્વીકારી, તુજ દાસનો દાસ છું મોરારી;
દુ:ખહરતા મોરલીધારી, દ્યો મુજને શાંતી સારી. ઓ.
નરસઇની હુંડી સ્વીકારી, પહેલાદ, ધ્રુવ મીરાં તારી;
ઉગારી અહલ્યા નારી, છે શરણુ તરણુ તું ગીરધારી. ઓ
હે મહેર લહેર ત્રીપુરારી, લે સઘળા સંકટ નીવારી;

ગ્રંથ પુરણુ થાય ગીરધરી, સાહ્ય થજો વીઘ્નહારી. એ.

૩

રાગ કલ્યાણ.

શ્રી અંબીકા સતી, દીઓ શુભ મતી;
અચળ ગતી તાહરી છે, અજબ તુજ ગતિ. શ્રી.
અલ્પબુધીથી નમન કરૂછું, અંબામા મુજ માય;
મહેર કીજે તુજ સેવક ઉપર, ગ્રંથ પુરણુ આ થાય. શ્રી.
જગતજનુની મૈયા હમારી, આપતણો વીસવાસ;
ભકતો ભાવે ભજે જે તુજને, પુરજો મનની આશ. શ્રી.
સંવત ઓગણી બાસઠ સાલે, ભાદ્રપદ છે માસ;
દયા રાખજો માજી મારાં, છે સૌ તારા દાસ. શ્રી.

૪

પુરજો મનની આશ, આરાસુરી પુરજો મનની આશ;
રક્ષા કરીને દુઃખ જ કાપો, છે સૌ તારા દાસ. આરા.
શોભે શૃંગાર અંગે તુજને, મનમાં ઘણો ઉલ્લાસ. આરા.
તમામ સેવક કરે છે વીનતી, રાખો ચર્ણની પાસ. આરા.
મહેર કરી મા બુધી આપો, કુબુધી કરજો નાશ. આરા.
છોકરમત હજુ મારી ઘણી છે, મટાડો સૌનો ત્રાસ. આરા.
ટાળજો સૌ કુબુધી હમારી, ના જોઈએ ગામને ત્રાસ. આરા.
લાભ લેવા હું વીનતી કરૂં છુ, અમદાવાદ મુજ વાસ. આરા.

લક્ષણુ મારા રાખજો સારાં, હું છુ દીન દાસ. આરા.

---

૫

## થયાછોરે પતી.

સૌ ચાલો શ્રી અંબાના દરસન કરવા કાજે;
દરસન કરવા દુઃખ વીસરવા, ધરવા માનું ધ્યાન;
ત્યાં જાસુ, સુખી થાસુ, ગીત ગાસુ, પ્રીતે નહાસું.
માજી પાપ માફ સૌ કરજો હમારા, પ્રેમે પાય લાગું. સૌ.
માતુ અંબે મહેર કરીને પુરજો મનની આસ;
માતુ મારાં, લાગો પ્યારાં, દીસો ન્યારા,
હવે જગત જનુની મૈયા હમારી, સેવકને થા સાહ્ય. સૌ.

૬

ભકતો સૌ ચાલો હરખે માજીના દરબાર,
માજી દરબારમાં નોબત બજતહે;
નીરગાં સારંગી સતાર વાહ વાહ. (૨) ભકતો.
માજી મંડપમાં કેવીરે શોભા,
ઝુમર હાંડી ને ગલાસ વાહ વાહ. (૨) ભકતો.
માજી દરબારમાં ચાચરીની સોભા,
વંઝાને આપે મા આસ વાહ વાહ. (૨) ભકતો.

---

૭

## આશાગોડી.

આરાસુરમાં જઈએરે, આજ આરાસુરમાં જઇએ;
સુંદર મનોહર મુર્તી તમારી, હેત કરી ગુણ ગઇએરે. આજ.
આરાસુરમાં માજી આપ બીરાજો, દાસ થઇ પાસ રહીએરે. આજ.
કલોદરવાવ માજી તુજ સનમુખ છે, પ્રીતેથી તેમાં નહીએરે. આજ.
ચંડમુંડને મા આપે વધેર્યા, ચર્ણ ગ્રહી પાસ રહીએરે. આજ.
અલબેલા માજી મહેર કરીને, કષ્ટ હરી સુખ દઇએરે. આજ.
મહીષાસુરને નાશ પમાડયો, માનસરોવરમાં નહીએરે. આજ.
કર જોડે માજી ભકત આ તારો, ગબ્બર કોટેશ્વર જઇએરે. આજ.

૮

## દયાના નીધીના.

મંમાય, રક્ષાય, કીજે સદા સેવકની.
માજી મહેર કરો, સૌને આજ આનંદે દુનીઆ વીશે.
આનંદે (૩) આનંદે દુનીઆ વીશે. માજી.
સુંભ નીસુંભ સંહાર્યા, દૈત .મહીસાસુર માર્યા
ઘણી અલ્પ બુધી હજુ મારી, વીચારો આ મના ઘટે;
વીચારો (૩) વીચારો આમ ના ઘટે. માજી.

૯

## અલબેલીરે.

ચાલો દરશન કરવા આજ શોભા બહુ સારી,

માજી વસે આરાસુરમાંય જાઉં હું બલીહારી.—એ રાહ.
માના માથે મુગટ બીરાજે, હીરા મોતી ચળકેરે;
શોભા મુગટની છે સારી, લીલા લીલમ લળકે. શોભા.
જે ભજે ભવાની તુજને, દુઃખમાં થાજે સાહ્ય. શોભા.
માને પારે ભવાઈ થાયને, વેશ ઘણા ત્યાં આવેરે;
હજારો મણ ત્યાં ઘી હોમાવાનું, ચાચર આગળ લાવે. શોભા.
કરજોડીને કરે વીનંતી, ભાઈ પુરસોતેમ નામરે;
અમદાવાદમાં એતો રહે છે, કાલુપુર જીલ્લે મુકામ. શોભા.

૧૦

વીશ વેસ્યાના યારી.

માજી વીનતી હમારી, લેજો સ્વીકારી, ઉરમાં ધારી,
શેવકને સંભાળ.
નમે નરને નારી, દુઃખ નીવારી, શરણે તમારી,
શેવકને સંભાળ.
માજી આપ જંગલમાં બીરાજો, સેવકજન છે દુર;
ગબરવાળી આદ્ય અંબીકા, અરજી લેજો ઉરરે.
ગ્રહ્યાં હથીયાર ભારી, દૈત્યો સંહારી, ભક્તો ઉગારી,
શેવકને સંભાળ.
આ જુગમાં મૈયા આશરો તારો, મહેર કરો મંમાય;
સંકટ હરજો સેવક તુજના પ્રીતે પુજે તુજ પાય;
ગંગાજળની ઝારી, હાથમાં ધારી, પુજા તમારી,
શેવકને સંભાળ.

## ૧૧

## મુજ ઉપર ગુજરી.

અમો અમદાવાદના સ્ટેશન ઉપર આવી,
જાવા ખરેડી ગામ ટીકટ કરાવી;
અમો સૌ જન ઉભા સાથ પ્લાર્ટફાર્મની પાસે,
અમો બેઠા ગાડીમાં ટીકટ લઇ ઉલ્લાસે.
પોલીસે પાડી બુમ હુઠો નર નારી,
તવ ઘંટ વગાડી કહે કરો તઇઆરી;
ઈન્જીને પાડી ચીસ ગાડી ત્યાં ચાલી,
ત્યાંથી પુલપર થઈ સાબરમતીએ આવી.
ત્યાંથી ચાલી ખોરજ કલોલ જગુદન,
મેસાણા ઉંઝા સીધપુરમાં દરસન;
સીધપુર મધે શોભેછે રૂદ્રમાળ,
દીઠી નદી કુંવારકા પાપતણો સંહાર.
ઈન્જીને પાડી બુમ ઝપાટે ચાલી,
પાલનપુર રોહ મુકીને ખરેડી આવી;
ઉતરીને આપ્યુ દાણ ચાલ્યો સંઘ જ્યારે,
ઘણા પથર અમોએ દીઠા તહાં તે વારે.
પણ કાંઇ ઇજા નવ થાય ત્યાગે જે પાપ,
આરાસુરમાં અમે ગયા વગર સંતાપ.

---o---

૧૨

શીખગ્ગી.

આરાસુરી માજી કીજે કરૂણા;
પ્રભાતે તું બાળા મધ્યે તરૂણા.
સંધ્યાયે તું વૃદ્ધા દીસો ઇશ્વરી;
પાપો મુજ અમાપો હરો દીલ ધરી.
ભાવેથી ભજેને તજે પાપ જેહ;
કીજે માજી રક્ષા એમાં નહી સંદેહ.

૧૩

વાહરે વાહ મન તારૂ.

વાહરે વાહ આજ કેવું ચતુર ચીત ખુશી થયું છે,
સાહ્ય થજો શુભ માજી મારાં, લાગો પ્યારાં, દીસો ન્યારાં;
ચઢો મારી વારે, મુને કોણ તારે, રહુ હું આધારે,
ચરણ ચીત ચોટી રહ્યું છે. વાહરે.
આરાસુરી આવી ઉગારો, ચુકુ નહી સતધર્મ મારો,
કરૂ સેવા દાડી, આરાસુરી માડી, શોભે તુજ સાડી,
ભજન મન ભાવી રહ્યું છે–વાહરે.
દૈત મહીસાસુર માર્યો, સુંભ નીસુંભ સંહાર્યો,
ચંડા મુંડ ચોળી નાંખ્યા રગદોળી, અંબા માતુ ભોળી,
નીરખી ચીત ખુશી થયું છે. વાહરે.
પાપી દુષ્ટને બાંધી મારો, સેવકજનને આવી ઉગારો,

કરો સુખકારી, નાંખો દુઃખ વીદારી, અલ્પ બુધી મારી,
સકળ જગ વ્યાપી રહ્યું છે. વાહરે.

૧૪

## ભરથાર પ્યાર ઝુલી.

ઉતાર પાર માજી સૌ ભકતો ઉગારજો;
સૌ ભકતો ઉગારજો, દુષ્ટો સંહારજો. ઉતાર.
ઉગારો માજી મારાં છીએ સૌ નોધારાં;
નોધારાના આંધાર તમો વારે આવજો. ઉતાર.
માજી હસ્તે મારા, પુજુ હું પાય તારા;
ભાવ ધરી ભજે ત્તેને પાર તારજો, ઉતાર.

૧૫

## રઘુપતી રામ રૂદેમાં.

સખી આવો માજી ગુણ ગાવારે,
ખુશી આનંદ ખુબ મચાવારે;
પાપ પરહરીને સુખી થાવા,
અંબાજી મોરી માત રૂદેમાં રહેજોરે.
માજી પડવે તે પુજા તારૂરે,
ઘણુ ખુશી થયું મન મારૂરે;
હેત કરી આરતી ઉતારૂ. અંબાજી.
માજી બીજે તે બાળે વેશરે,
આપે છુટા મુકયા છે કેશરે;

૧૭૦૨



દીજે સેવકને ઉપદેશ. અંબાજી.
માજી તીજે તે તત્વ વીચારીરે,
બહુચર તુળજા વેરાઇ મધારીરે;
આવ્યા કાળકા થઇ અસવારી. અંબાજી.
ચોથે ચોસઠ જોગણી આવીરે,
સેવક સઘળાના મનમાં ભાવીરે;
ઘણો આનંદ ઉરમાં લાવી. અંબાજી.
માજી પાંચમે કહુ શીર નામીરે,
તુજ મુર્તી ઘટ ઘટ જામીરે;
હણજે દુષ્ટો જે છે હરામી. અંબાજી.
માજી છઠે તે છોકરમતીરે,
અજબ દીસેછે તુજ ગતીરે;
સાડી જરીઆનની ચળકતી. અંબાજી.
માજી સાતમે શોભા સારીરે,
કહી ના શકુ હું મુખે વીસ્તારીરે.
પાપ તજો ભજો નરનારી. અંબાજી.
માજી આઠમે હવન થાયરે,
વ્રત મન વીશે લેવાયરે;
સૌને દેખીને આનંદ થાય. અંબાજી.
માજી નોમે નવરાત્રી કહેવાયરે,
હેત કરી પુરસોતમ ગાયરે;

પાપ તજે ભજે સુખી થાય. અંબાજી.

## ૧૬ ડરમાં તું દીલ સાથ.

ભજોને અંબે માત, સજન સૌ ભજોને અંબે માત;
જેની કીર્તી છે પ્રખ્યાત. સજન.
માતુ હમારી, ભકતોને પ્યારી, પગેછે ઝાંઝર નાકેછે વાળી,
નાચો જાચો સૌ દેઈ દેઇ તાળી, કૃપા કરશે માજી સૌને નીહાળી.
( એટલે સઘળા સુખી થઇશું )
તમે અરજ કરો માની પાસ. સજન.

## ૧૭ ગરબી. આસો માસના દન.

આદ્યીતે અંબે આઈ આશરો તારોરે,
મા ભક્ત જાણીને પાર આજ ઉતારોરે;
મા સોમે સેવું ચર્ણ માજી તમારારે,
આ દુઃખ સઘળા કાપો માજી અમારારે.
મંગળે માજી ધ્યાન તારૂ ધરીએરે,
મા તમ દરસનને કાજ ઝુરી મરીએરે;
મા બુધે આપો સુધ શરણે રાખોરે,
તુજ બાળક જાણી આજ સુખ બહુ આપોરે.
મા ગુરૂએ લાગું પાય અંબે માડીરે;
તુને ઝાંઝરનો ઝમકાર કસબી સાડીરે;
મા શુકરવારે સેવક પાયે લાગેરે,
ત્યાં નાદ ઘંટના થાય મરદંગ વાગેરે.

મા શનીવારે પુરસોતમ જોડી કહેછેરે,
અમદાવાદે મુકામ કાલુપર રહેછેરે.

## ૧૮ તાતનો ભરૂસો નથીરે.

શીદ ફરે છે ફૂલ્યોરે ઓ જીવ મારા શીદ ફરે છે ફૂલ્યોરે,
અંબા ભજન ભુલ્યોરે, ઓ જીવ મારા અંબા ભજન ભુલ્યોરે.

સાખી.

રાવણુ સરખા રાજીયા, મુખ દશ ભુજ વીશ;
પરસ્ત્રી અભિલાસમાં, જાણ્યા નહી જુગદીશ. સીદ.
બાલાવય રમતાં ગયું, જોબન નારી સાથ;
વૃદ્ધપણે કાયા ધ્રુજે, ભુલ્યો વૈકુંઠનાથ. સીદ.

## ૧૯
## સખીયો નીજ નીજ નીતી.

ધન્ય અંબે માત આજે તુને વીનવુંરે,
કર જોડીને લાગુ તમને પાય;
સદા મહેર કરીને સેવકને સંભાળજોરે,
સરવે હળીમળીને ગુણુ તમારા ગાય,
એવા આરાસુરી માત તમોને ધન્ય છેરે.

સાખી.

અંબા મા કર જોડીને, નમન કરૂ છું નીત;
કુબુધી સઘળી કાપજો, આપોને સદ્‌બુધ.

માત અંબાતણો ગોખ છે રળીયામણોરે,
માને જડીએલ બાજુબંધ હાર. એવા.

( સાખી. )

અંબે આઈ તુજને નમુ, બેઉ કર જોડી આજ;
સેવક સઘળા ધારીને, રાખોસૌની લાજ.
માનું માનસરોવર દિસે છે રળીયામણુંરે;
માની સનમુખ છે કલોદર વાવ. એવા.

( સાખી. )

બાળ તમારો વીનવે, લેજો મુજ સંભાળ;
અરજ સુણીવારે, આવજો માતુ દીનદયાળ.
મંડપ માંહી સુંદર ત્રણ વાઘ સોભતારે,
જાતાં મંડપમાં ઠાબે નાનું બાર. એવા.

( સાખી. )

અંબા મા તુજ આગળે, ગુણ તમારા ગાય;
તુજ દાસતણો હું દાસ છું, થાજો દુઃખમાં સાહ્ય.
દાસ પુરૂસોતમ કરે તુજ વીનતીરે;
દુઃખ કાપો, આપો, સુખ નીરંતર આજ. એવા.

( ૨૦ ) ક્ષત્રીકલંક.

સૌ ભકતોની પુરો માજી આસ, અરજ આજ સુણો મારીરે.
આવી પાયે નમે તારા દીન દાસ. અરજ.
કોટેશ્વરમાં નહાવા કેરૂ ઠામ. અરજ.

પાપી પાવન અશક્ત પામે હામ. અરજ.
માનુ રૂપ ત્રણુવાર બદલાય. અરજ.
જાતાં જમણે જોત ભીંતમાં દેખાય. અરજ.
પ્રભાતે દીસે નાનુ બાળ. અરજ.
મધ્યે તરૂણા વૃદ્ધા સંધ્યાકાળ. અરજ.
તારી પાસે આવ્યો છું દીનદાસ. અરજ.
સૌ ભકતોતણી પુરો માજી આસ. અરજ.

## (૨૧) લાવણી.

ધન્ય ધન્ય અંબે માત, હું તો બંને જોડુ હાથ;
કરૂ પુજા દીલ સાથ, થાઉ જોઈને રાજી. ૧
માત આરાસુરમાં છાજે, વાઘ ઉપર બીરાજે;
માતા પારે નોબત વાગે, વાગે તનોમ તનોમ. ૨
મહીષાસુરને માએ માર્યો, ચુંડ મુંડને સંહાર્યો;
સૃષ્ટી ભાર ઘણો ઉતાર્યો, ઘણા ક્રોધે ચડી. ૩
માનું દહેરૂ રૂપ વીશાળ, સામુ દીસે છે દ્વાર;
જાતાં ડાબે નાનુ બાર, માજી સનમુખ છાજે. ૪
દાંતા નાકે વેરાઇ માત, એ તો હાજર સાક્ષાત;
જાતાં ભાળુ અંજાઇ માત, કોટેશ્વર નાકે. ૫
પારે ત્રણ વાઘ ત્યાં છાજે, માજી સેવકના દુઃખ ભાગે;
ત્યાં નાદ ઘંટના વાગે, વાગે ટીન ટીન ટીન ટીન. ૬
ચાચર મધે લોક મળ્યાછે, આરસપહાણો ત્યાં જડ્યાછે;

ટોળે ભકતો બહુ વળ્યા છે, ગરબા ગાવા, ૭
કહેછે પુરસોતમ તુજ દાસ, અમદાવાદમાં છે વાસ;
કાળુપુરનો છે દીનદાસ, પઠાણુવાડે. ૮

૨૨

## વૈદરભી વનમાં.

પાયે નમુ માત તુજને, આરાસુરીને આજ;
હેત રૂદે ધરી માવડી, કરજો સેવકના કાજ. પાયે.
તુજ વીના મુકતી નથી, જોતા એકે પ્રકાર;
જળ વલોવી જુવો મથી, માખણ નાવે લગાર. પાયે.
ગાન તાન સમજુ નહી, નથી તેનું કંઈ કામ;
ભાવે ભજન રૂદે આદરી, જપવુ તારૂંજ નામ. પાયે.
પાયે પડુ તુજ ઈશ્વરી, કર જોડીને ચર્ણ;
કહે દાસ તારો રહેવું સદા, બાળાબાઈના શર્ણ. પાયે.

૨૩

## નટવર વસંત.

શ્રી અંબિકા ભજન મન ભાવી રહ્યું,
ભાવી રહ્યું મન લોભાવી રહ્યું. શ્રી.

( સાખી. )

અંગે સાડી શોભતી, શીશ મુગટ ઝણુકાર;
કાને કુંડળ ઓપતાં, ગળે એકાવળ હાર.
અરજી લેજો માજી ધ્યાનમાં ઉતારી,
ચર્ણુની શેવા માજી પ્રીતે ગ્રહ્યું,

પ્રીતે પ્રહુ મન લોભાવી રહ્યું. શ્રી.

( સાખી. )

સૌ સેવક કરે વીનતી, માજી દીનદયાળ;
મહેર કરી દુનીયા વીષે, લેજો મુજ સંભાળ.
ભાવ ધરી આરાસુરમાં બિરાજો,
અલ્પ બુદ્ધિને ગુણુ શા હું કહું,
શા હું કહું મન લોભાવી રહ્યુ. શ્રી.

૨૪

બીતી ના લગાર વા'લી.

સાહ્ય થજો મુજ માડી, સેવકને આવી તારો,
સંકટથી આવી ઉગારો, સેવકને આવી તારો;
પાયે નમે નરનારી, સાહ્ય થા માજી મારી;
થાઓ સદા ગુણુકારી, સદાનો દાસ તમારો. સેવકને.
ના નાંખો મુને તરછોડી, કરૂ અર્જ થોડી થોડી;
ઉભો છું બેઉ કરજોડી, દુષ્ટોને સંહારો. સેવકને.
સૌ ભકતો પાયે લાગે, જે દુષ્ટ કરમો ત્યાગે;
ત્યાં નાદ ઘંટના વાગે, સૌ ભકતોને ઉગારો. સેવકને.

૨૫

મેલો ફેડો મારારાજ.

આયે નમે નરનાર, આરાસુરી માત તમોને;

વૃધ યુવાનીઆને બાળ, આરાસુરી માત તમોને.

---

આદીતવારે અંબીકા આવ્યા. થઇ અસવાર;
અરજ સુણી ભકતો તણી, માએ હાથે ગ્રહ્યા હથીઆર. આ.

---

સોમે સોભા બહુ બની, કંઠે એકાવળ હાર;
સાડી સોભે જરી તણી, માને ઝાંઝરનો ઝમકાર. આ.

---

મંગળે મન મારૂ ઘણું, મુગટ દેખી હરખાય;
કાન આડ કનક તણી, રૂપ ત્રણવાર બદલાય. આ.

---

બુધે સુધી આપજો, છે સૌ તારા દાસ;
કુબુધી સઘળી કાપજો, મને છે તારો વીસવાસ. આ.

---

ગુરૂવારે ગડગડયાં, માજી ઢોલ નીસાન;
મહીષાસુરને મારીયો, કીધા ચંડ મુંડ છેદન. આ.

---

શુક્રવારે શી કહું, મુખથી હું લોભાય;
નારી સકળ ટોળે મળી, એતો ગરબા માના ગાય. આ.

---

શનીવારે સુણજો, અરજ કરીજે આજ;
બાળક તારા જાણજો, તમે રાખોને સહુની લાજ. આ.

ગરબી વારો આઠની, કહે પુરસોતમદાસ;
ગાશે સુણશે શીખશે, માત અંબા પુરી તેની આસ. આ

૨૬

છોડો દારૂ તમે ભાઈ, જશે સઘળી કમાઈ;
પાસે રહેશે નહી પાઇ, ભાઈ ખીસ્સામાં. છોડો.
દારૂ પીસે બુરા લોક, તેનું જીવ્યુ થાશે ફોક;
તેને થાશે સઘળા રોગ, ભાઇ તબીયતે. છોડો.
ઘોડા ગાડીમાં મગદાશો, ઘણું મનમાં પસ્તાશો;
પછી અંતે ખત્તા ખાશો, ભાઇ દુનીઆમાં. છોડો.
દારૂ કરી દે બે માર, તેનો છોડો તમે પ્યાર;
અંતે કરશે ખુવાર, ભાઈ પઇશેથી. છોડો.

૨૭

સૌનેછે છેલ્લી સલામ, પુરૂષો પ્રેમી સૌનેછે છેલ્લી સલામ.
સકળ સભાનો દાસજ હુંછુ, રહો સૌ સુખીયા તમામ. પુરૂષો.
જય અંબા સૌની આશાપુરે, સોક તજો આ ઠામ. પુરૂષો.
નથી હું કાંઈ કવીગ્રંથબનાવ્યો, તમામ અંબાકેરી હામ. પુરૂષો.
નેક ટેક સૌનો માજી રાખે, મળજો સૌને સદધામ. પુરૂષો.
સરવે ગામોથી સેવકો આવે, છોડવા દુઃખના ઠામ. પુરૂષો.
લાભ લેવા હું વીનતી કરૂછું, ટાળજો કુબુધી તમામ. પુરૂષો.
મહેર કરી મા સુબુધી આપો, લાભલેવાનું તુજથી કામ. પુરૂષો.
છે અમદાવાદનો ભક્ત અંબાનો, લખ્યામાંભુલોકરજોમાફ. પુરૂષો.

૨૮

## થાળ.

જમો જમો અંબે માત (૨) કરૂં આરતી હેતે દીલ સાથમાં.
પ્રેમે લીયો પરસાદ (૨) ધરૂ થાળ પ્રેમે મુજ હાથમાં. જમો.
કીધી ચટણી બહુ જાત (૨) લીલાં મરચાં કેરી અબરખની;
વળી ટોપરૂ ફૂદીનો (૨) નાખી કોથમી કરી સવાદની. જમો.
મન ભાવ્યાં થયા શાક (૨) સુરણ શકરીઆ બટાકા વંત્યાકના;
દુધી કારેલાં ઢંકોડા (૨) કોળુ તાંદળજો વટાણાચણા સાથમાં. જમો.
મઠ, મગ, ચોળા વાલ (૨) ભાજી મેથીની લુણીની પરવર પ્રીતથી,
ભાજી પુવાડની સારી (૨) પાપડ ચોખાના મકના કર્યા રીતથી. જમો.
પાપડ અડદનો કર્યા (૨) ચોળા મગના પાપડ કર્યા ભાવથી,
કીધું અથાણું મે સારૂ (૨) કેરી, કરોદાં, ખારેક, કેરાં ભાવથી. જમો.
લીંબુ મરચાંનુ સારૂં[૨] બીલાં, ગુંદાં પપૈયા ભલી ભાત્યના,
કીધાં ભજીયાં તળેલાં (૨) કેળાં કોળાં બટાકા વંત્યાકના. જમો.
સુરણ મેથી ગલકાનાં (૨) દુધી તુરીયાં, શકરીઆના સાથમાં,
અડવીના પાંદા સારા (૨) જમો લાડ થાળ પ્રીતે ધરૂ હાથમાં. જમો.
મોતીચુર મગદળીઆ લાડુ (૨) અમૃતપાક લાકડશી મીઠાસમાં,
ચુરમા સોજીનો છે લાડુ(૨)સકરપાળાના તળ્યા લાડુ ઉલાસમાં. જમો.
લાડુ કણસઇ કેસરપાક (૨) ગુલાબપાક પેંડા જલેબી હાથમાં,
સુતરફેણી બરફી સારી(૨)ગુલાબ જાબુની ટોપરાપાક સાથમાં જમો.

કીધો હલવો ચાર જાત (૨) બદામ, દુધીનો, સોજીનો મહીમ જાતનો
મેસુક કચોરીને પુરી(૨) માલપુવા, દુધપાક ભલી ભાતનો. જમો.
શીખંડ બાસુદી સુખકારી (૨) ભાત કમોદનો જમો ઉલ્લાસમાં.
કીધી કઢી છુટી દાળ (૨) પાન સોપારી લ્યો મુખવાસમાં. જમો.
જે જન થાળ પ્રીતે ગાશે (૨) રાખે માજી સુખી સરવ ઠામમાં,
વદે પુરસોતમદાસ (૨) જીલ્લે કાળુપર અમદાવાદ ગામમાં. જમો.

## ૨૯

## આરતી.

શ્રી અંબે મુજમાત, આરાસુર વાળીમાં
અંબા ધ્યાન ધરૂં હું, જાઉં બલીહારી. જયો. જયો.
બિરાજો શીરછત્ર, ગુણ તારા ગાતા મા;
કારજ સૌ સુધારી, દીજે સુખ સાતા. જયો. જયો.
નીશદીન પુજા થાય, ભજે નરનારી મા;
પુરો સકળ મનોરથ કષ્ટો નીવારી. જયો. જયો.
રમતા સઘળા ભક્ત આરાસુર આવી મા;
શોભા નૌતમ દીશે સેવક મન ભાવી. જયો. જયો.
તમ ચરણનો દાસ, ગુણ તારા ગાએ મા;
મન તન સીધજ રાખે, પાપ સહુ જાએ. જયો. જયો.

ઉપજ્યો હર્ષ અપાર, કરૂણા કરો માતા મા;
પછાડ્યા સૌ દૈત્યો, હતા મદમાતા. જયો જયો.
રક્ષા કરજો માત, સંકટ હરનારી મા;
મનવાંછીત ફળ દીજે શેવક સુખકારી. જયો જયો.
હેત કરી મુજ માત, ગુણ તારા ગાઉં મા;
રખડુ તુજ ચરણમાં, આરાસુર જાઉં. જયો જયો.
હણજો દુષ્ટો આપ, પુરો મન આસ મા;
જોડી બેઉ કર શરણે, પુરસોતમદાસ. જયો જયો.



